મહા કવિ સુરભટ વિરચિત

# સ્વર્ગા રોહણી


પ્રકાશક તથા સંપાદક

શ્રી વૈદ્યકવારિધિ જયશંકર મનસુખરામ જોશી.

ગલાંજાઠડાઆની પોળ—ઊમરેઠ.



આવૃત્તી ૧ સં. ૧૯[illegible]૮ પ્રત ૧૦૦૦




કીમત રૂ. ૦-૪-૦

સુચના—બહાર ગામથી આ પુસ્તક મંગાવનારાએ

એ રૂ ૦-૪-૬ ની ટપાલની ટીકીટો બીડવી



# સ્વર્ગારોહણી



## वन्दना

सर्वं देव नमस्कृत्यं स्वर्गा रोहणी सारः
रच्यते सुरभट श्चैव लोकानां मुपकारिणाम । १ ।
गणराजं नमस्कृत्यं नमामी चन्द्रमौलिनः
भानुश्री शंकराचार्यं वंदे नारायणः प्रभु । २ ।

श्री शंकराय नमः

કડવુ–૧ રાગ, ધનાશ્રી

હસ્તીનાપુર ભુપ અતી પાવન, ધર્મ ધોરીધર ધીરજી,
ભીમ અર્જુન સહદેવ નીકુળ, બળીયા પાંચે વીરજી,
દ્રુપદ સુતા ગૃહણી અતી પાવન, પતીવૃતા અતી કહાવેજી

ભુતળ ભક્ત હવા બહુ રાજા, પાંડવ તોલે નાવેજી
પરીપૂર્ણ પૃથ્વી પતી પોતે, સકળ લોકને પાળેજી
ચોરી ચાડી કપટ નવ રાખે, નીત્ય રાજ સંભાળેજી,
કુન્તાજીની કરી અતી સેવા, ષટ દર્શનને વંદેજી
સકળ વ્યાપક દેખી શ્રીકૃષ્ણને મુખે કો નવ નીંદેજી
એક સમે શ્રીકૃષ્ણ પધાર્યો, હસ્તીનાપુર યદુરાયજી
રાજ્ય સભામાં આવી રહ્યા છે, સર્યાં સર્વનાં કાજજી
દેખી તતખેવ યુધીષ્ઠીર ઉભા; સાથે સઘળા ભ્રાતજી
સતી -દ્રુપદી આનંદ પામ્યાં, હરખ્યાં કુન્તા માતજી
જઇ યુધીષ્ઠીર ચરણે નમીયા, સર્વ લોક ત્યાં નમીયાજી
આશન આપી પુંજા કરી તવ, ગોવીંદને મન ગમીયાજી
સીંહાશને બેસાડયા માધવ, પાંડવ પાસે બેઠાજી
શાક પાન નાનાવીધ ભોજન, આરોગ્યા અવીનાશજી
મહાપ્રસાદ પામ્યા ઘણું પાંચે, પ્રેમે કરીને ભક્તીજી
ગ્રહી વસ્ત્ર અનોપમ, પુછે અન્યો અન્ય કુશળ ક્ષેમજી
પુઠળ કેશવ પાંડવ આગળ, ધન્ય ધન્ય યદુરાયજી
શું ઓછો વૈભવ પાંડવને, કૃપાનાથ શીર ગાજેજી
પરસ્પર ત્યાં વીચાર કરેછે, ધર્મા ધર્મ વીચારજી
નાનાવિધ બહુ ધર્મ સાંભળી, પાંડવ બહુ સુખ પામ્યાજી
ભલે પધાર્યા નાથ દેવાધી, દુઃખ તણા દીન વામ્યાજી
યદૂ નંદન કહે રાજા યુધીષ્ઠીર, હવે રાજ્ય નવ કીજેજી

રાજ કરીને અંતે કેશવ, કર્મ તણાં ફળ લીજેજી
ગોત્ર ગમન વિપ્ર હીંસા કીધી, તુચ્છ રાજને માટેજી
વળતી કૃષ્ણ વદે એમ વાણી, સુણો યુધીષ્ઠીર રાયજી
મહાપાપી કળીયુગ આવેછે તેમાં રાજ્યતમથી નહી થાયેજી
વળતા વદે યુધીષ્ઠીર રાજા, કળીયુગ તણો આચારજી
કહો વીચારી કૃપાનાથજી, કળીયુગ ધર્મ વીચારજી
ગોત્ર ગમન પાતક જે બહુ તે, રૌરૈ નરકમાં પડીએજી
સહસ્રયુગ ઘણુ ધર્મ કરીયે, અંતે લક્ષ ચોરાશીયોનીજી
તે માટે કળીયુગનુ કારણ, કૃપા કરી મને કહીયેજી
તીર્થ વૃત તપદાન આચરી, શર્ણ તમારે રહીયેજી

## વલણ

ચરણ કમળ ગ્રહીએ સદા રે કરજો ઉપદેશરે
કળી મહીમા સુર ભટ ઉચરે, કહે પાંડવને હૃષીકેશરે

## કડવુ–૨ રાગ વેરાડી

કેશવ કહે સાંભળો ભુપતી, કળીયુગ મહીમા કહુ રતી રતી
એક મને સાંભળજો સહુ, પાંચ પાંડવ કુન્તાદિક સહુ
બીજા ભક્ત છે જેટલા, કળીયુગ મહીમા સુણો તેટલા
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય શુદ્ર જેહ, રખે દુખ મન ધરતા તેહ
કળીયુગના બ્રાહ્મણ જેટલા, ધર્મ હીન થાસે તેટલા
વિદ્યાનો નહી કરે અભ્યાસ, કરશે નીત્ય પરાઇ આશ

શુદ્રાદીકની કરશે સેવ, તજશે સ્નાન સંધ્યા વૈશ્વદેવ
કરશે છર છીદ્ર બહુ ભેદ, શત્રુ તણી પેર ગણાશે વેદ
રાજ્ય પ્રતી ગૃહ કરશે ઘણા, લેશે ઘડા બહુ પાતક તણા
કૃષ્ણ નામ તજશે જે સાર, શુદ્ર તણે ઘેર કરશે આહાર
ગરજે ગર્ધવ છાયા દાન, લેશે લોહ લવણ બહુ માન
ભણશે વિપ્ર શુદ્રને ઘેર, મોકળ દંતા નહી લે પેર
ચોરે ચૌટે ચાડી વ્યભીચાર, તજસે ધર્મ કર્મ વહેવાર
શુદ્ર તણા પશુઓ ચારસે, પોતાનાં ભુખે મારશે
શુદ્રનાં બાળક રોતાં રાખશે, અંત્યજને ઘેર જાચવા જશે
વાઢકુટીયા વાડવ થશે, શુદ્ર તણી ક્રીયા સારશે
લોભે માણુસને મારશે, કુઠા ઘાટ ઘણા ધારશે
શુદ્રનુ રે દરણુ દળે, રાંધે રાંધણું અન્ન નહી મળે
ગર્ધવની પેર વહે શીર ભાર, મનમાં ધરશે અતી અહંકાર
શુદ્ર તણે ઘેર કરશે પાક, નાનાવિધનાં કરશે શાક
પ્રથમ શુદ્રને વીપ્ર પીરસશે પાછળથી પોતે આરોગશે
દાસ દાસી દીસે કોઇ જેમ, કળીયુગે શુદ્ર દ્વીજ તેમ
થશે વીપ્ર પાતક જેહ, અંતે નર્કમાં પડશે તેહ
નહી જશે દેવા કોઇ શાદ, ઘેર ઘેર કહેશે આશીર્વાદ
દીકરી ને વહુ કહી દેશે ગાળ, સેવા તજશે શ્રીગોપાળ
કન્યા સાટે લેશે ધન, વન બાળ્યાનુ કરશે અન
પર આંગણીએ આફ્ણીએ જઇ, વિદ્યા વીક્રય કરશે સહી

બ્રાહ્મણ કન્યાને વેચશે જમાઇને બહુ .ઉવેખસે
કરશે કન્યા તણાં છળ ભેદ, દુરબળ રાંક ઉપર બહુ છેદ
પર ધન હરવા કરશે પેર, નહી મળે તો કરશે વેર
માંહે માંહે કરશે બહુ કલેશ, મનમાં દયા નહી લવલેશ
એવા વિપ્ર કળીયુગના જેહ કહેતાં પાર ન આવે તેહ
કળીયુગે ક્ષત્રી વાળે ગાય, પાછળ મલેચ્છ મુકાવા જાય
બ્રાહ્મણ સ્ત્રીને કરશે પ્રહાર, દિત કરશે તેના શણગાર
મદ્ય માંસ બહુ કરશે આહાર, ધર્મા ધર્મ ત્યજશે વ્યવહાર
લોભે કરેશે બહુ વેહપાર, માંહો માંહે મારશે હથીઆર
બહુ આળ તે બેસાડશે, જશે રાજ્ય ને દુખીયા થશે
ગૌ બ્રાહ્મણ સ્ત્રી વધ જ્યાંય, વાતો કરશે બેઠા ત્યાંય
કુપાત્રને દાન આપસે, સુપાત્રને કુડો થાપશે
કરસણ કદલી વન છેદશે, તીર્થ તણા મારગ ભેદસે
રીસે બાળશે પુર ને ગામ, નીસ્ચે તેનો નર્કમાં ઠામ
એવાં કામ આચરશે સહી, કળીયુગે ક્ષત્રીની ગત કહી
કપટે વૈશ્ય વેચશે ગાય, કુડા વણજ કરશે બહુ કાય
કુડે કાટલે માંડશે હાટ, ઠગશે લાગજોઇ બ્રાહ્મણ ભાટ
કળીયુગે વૈશ્ય નાતરાં કરે, પરણી પ્રેમદા ને પરહરે
કુડ કપટ અન્યાય આચરે, સ્નાન દાન ષટ કર્મ પરહરે
કળીયુગના શુદ્રો જેટલા, જ્ઞાન દંભી થશે તેટલા
હરી સેવા ઘેર બહુ આચાર, દાન તણો નવ લહે પાર

રસોઇ જમશે ત્યાં એકલા, ઉતમ વેષે દીસતા ભલા
માળા તિલક વિરાજે ભાલ, જપશે હરી કર તુળશી માળ
ખટ દર્શનની નીંદા કરે, ફુંકી ફુંકી પગલાં ભરે
ભોજન કરતાં અન્ન રહે જેહ, અવનીમાં ભંઠારે તેહ
નહી દક્ષણા બ્રાહ્મણને આપે, જમાડીને ભોજન સાપે
એવા આચાર પાળશે બહુ, કાળા કર્મ હું કેટલાં કહુ
ગળી વાવશે ખેઠજ કરી, પછી વલોવશે કોઠા ભરી
ગળી તણો અખાડો જહાં, અનેક જીવ મરશે તહાં
તેહ તણુ દ્રવ્ય એકઠું થશે, પાતક ઉપર મનડું જશે
ઇંટવાડા કરશે ઘણા, ઘટ અહંકારની નહી કંઈ મણા
ઘર પાછળ બ્રહ્મપુરી જેટલી, પછી ખુંચી લેશે તેટલી
તહાં ઘર કરાવશે પોતાતણાં રમવા જમવા સ્થાનક ઘણા
ઉત્તમ ખેતર વિપ્રનું જેહ, પડી ભોમ આપશે તેહ
સાટે ભોમી આપશે સહી, દાણો એક નીપજશે નહી
તે ઉપર લેશે દોકડા, ને બ્રાહ્મણને કહેશે બોકડા
વેશ્યા તણી ભૂમી પાળસે, ઉપર બાળક વેચાવસે
પરણેલી પુત્રી ફરી પરણાવસે, કંઇક વિપ્રનાં ઘર ઘાલસે
લીલાં વૃક્ષ વઢાવસે ઘણાં, કરસે મંદિર સોહામણાં
ભગીના સંગ કરસે વ્યભીચાર, જાર કહેનારને મારસે માર
વેદ ધર્મથી અળગો રહે, પૂર્વ જન્મ પુણ્ય દાનવ લહે
વિધવા સંગ કરસે વ્યભીચાર, ગુણકા સાથે અતીસે વહાલ

ગૌ બ્રાહ્મણને દેસે ગાળ, થાસે અનંત ગીધ પ્રતીપાળ
અવર્ણને ઘેર ભોજન કરે' સવર્ણની નીંદા આચરે
માત પીતાને નહી આપે અન્ન, બાંધી બાળકને કરે અશન
વિપ્ર તણી લાંચ વાપરે, ઘરમાં વેશ્યા સેવા કરે
પુત્ર ભગીનીને ભાણેજ, તે ઉપર નવ આણે હેત
એવા શુદ્ર કહીયે જેહ, કળીયુગ તણા તો અનુચર તેહ
ચારે વર્ણ કળીયૂગની જેહ રખે દુખ મન ધરતા તેહ
તે માટે દુભાસો નવ કોઈ, મહીમા કળીયૂગ કેરો હોય
સુરભટ વાણી સાંભળી, સર્વ કોની પહોંચી મન રળી
એવા અંધ મરમ લહે, તેનો પૂર્વજ પીંઠ નવ લહે
કૃષ્ણે કુન્તા સુતને કહ્યું, પાંઠવ કહે પંછી થાસે શું

વલણ

કળી મહીમા કૃષ્ણે કહયો, સાંભળો પાંડુ કુમારરે
સાંભળતાં દુખીયા થયા, અધમ આવી વાતરે

કઠવુ—૩ રાગ વેરાડી

કળીયૂગે કલ્પવૃક્ષ નહી ફળે, ક્રોધ વિરોધ શોક નહી ટળે
સ્વલ્પ દુધવતી થાસે ગાય, કળીયુગ કેરો એ મહીમાય
કુપ સરોવર વાપી સાર, દીસે જળ નહી બીંદુ લગાર
સમુદ્ર ગ્રામ્યની નદી જે હશે, તેમાંથી જળ સુકાઇ જસે
તે પાપે મેઘ વરસસે નહી, અન્ન જળ થોડુ નીપજે સહી

પુત્ર પિતાને નહી આપે અન્ન, માતપીતાથી વલ્લભ ધન
માતપીતાને પરહરસે પુત્ર, સાસુને સાંપસે ઘર સુત્ર
બંધુ પોતાનો શત્રુ શમાન, ઘરમાં સાળાનુ બહુમાન
પુત્રી વરૂવની રહેશે સાળી સાસરવાસો લેશે
બેનને નવ આપે એક દામ, કળીયુગે બેન તણુ શુ કામ
કળીયુગે બંધુ તણી એ રીત, સાસુ સસરાં શુ બહુ પ્રીત
દીયેર દેરાણી શત્રુ સમાન, શાળી ઉપર અદકુ માન
સ્ત્રી ભરથારનુ કહ્યુ નવ કરે, માબાપ પહેલાં બાળક મરે
ધન લોભે સ્ત્રી કરસે અકર્મ કો નહી પાળે પોતાનો ધર્મ
પ્રજાને રાજા દંડસે મલેચ્છ પ્રતીમાને ફેડસે
તીર્થ મહીમા તો ભાગસે જ્યાં ત્યાં દાવાનળ લાગસે
ઉલકાપાત થસે અતી ઘણા દવ તણી રહેસે નહી મણા
રોગ ઘણા થાસે સંસાર સ્નેહી નહી હોયે નરનાર
વિઘ્ન ઘણાં કુઠા વહેપાર કુઠાં ત્રાજવા તોલણહાર
ખોટાં નાણાં કુડી શાખ અન્યા ને ન્યાયે કરી ભાખ
દેવ વિપ્રની નહી માને વાણ અભણ કહેસે તેહ પ્રમાણ
સોળ વરસનો પળસે પુરૂષ પૃથ્વી વાપસે અતિસે કષ્ટ
આઠ વરસ કેરી જે નાર ધરસે ગર્ભને દુખ અપાર
વર્ણા વર્ણ જસે આચાર પશુ ધર્મ ભાગસે સંસાર
વરકન્યા વરસે મન નહી મળે કજોડાં કેરાં દુખો થસે
શીતકાળે ગ્રીષ્મની રૂતુ કઈ ઉષ્ણ કાળે શીત પડસે બહુ

દવ વૃષ્ટી થાસે બહુ દેશ પણ નહી લાધે તે લવલેશ
ઉદવસ્થ થાસે નગ્ર અનેક કંટક વૃક્ષ તણે. નહી છેક
ધાન્યતણાં બી સર્વે જસે દયાહીન નરનારી થસે
રાંધ્યા અન્ન વેચાસે બહુ ઉ-તમ થઇ લઇ જમસે સહુ
વેવાર તણો માર્ગ ભાગસે દગા તણી ડુંડી વાગસે
થાસે દરી-દ્રી સઘળા લોક ઘેર ઘેર થાસે સહુને સોક
પાપી બ્રાહ્મણ કળીયૂગે ઘણા પતી ગૃહ કરસે અંત્યજતણા
કરસે અંત્યજને ઘેર અહાર થાસે મહા પાપી અપાર
કન્યા વીક્રય થાસે બહુ જુઠાં આળ બોલસે સહુ
વનસ્પતી રસ નીષ્ફળ જસે જેને જયાં ગમસે ત્યાં જસે
ગો વધ બ્રાહ્મણ નો વધ હસે મદીરા માંસના આહારી થસે
જે થકી જે બળીયો હોય તેનુ ધન તે લેસે સોય
પરણ્યો પુરૂષ પરહરસે નાર બીજા શું માંડસે વહેવાર
વ્ર-તી લોપાસે બ્રાહ્મણ તણી કળીયૂગે બ્રહ્મ નીંદા ઘણી
સાધુ તણી સંગત નહી ગમે કપટી કેડે પૃથ્વી ભમે
વિદ્યાનો જાસે વિશ્વાસ પ્રશન પુછસે ગરોઠા પાસ
ભુવા ખાતરી ઢાખલાં ડુક કપટી ધન લેસે મારી મુઠ
વીર સાધના મેલા મંત્ર અનેક ઓષધ ચીઠ્ઠી તંત્ર
આકર્શણ વિદ્યા વશીકરણ ગરોઠા કેરે જાસે શર્ણ
ભાંડ ભવઇઆ ઉપર પ્રીત નહી ગમે વિદ્યાની રીત
ચેટક નાટક જોવા જસે કથા પુરાણે આડા થસે

ઠામ ઠામ મંઠાસે કલેશ કથા વારતા નહી લવ લેશ
ક્ષેત્રપાળ માતંગી ભૂત કાળીને વીર ભન્દ દુર
કૃષ્ણ કહે સાંભળો ભુપાળ એવો કળીયૂગ મહા વીકરાળ
એ કળીયૂગ મધ્યે રાજન રાજ્ય કરવું હળાહળ પાન
કૃષ્ણ કહે સાંભળો ભુપતી મનમાં દૂખ નવ ધરસો રતી

વલણ

દુખ ન ધરસો મન વિષે રાય યુધીષ્ઠીર ધીરરે
એક ઉપાય તમને કહું સાંભળજો મુજ વીરરે

કઠવુ—૪ રાગ સારંગ

વઠ આંબા પીપળ વાઠસે લેઇ ધન દેવાળુ કાઠસે
તુળશી ગાય બ્રાહ્મણને દેવ કો નહી માને અવશ્યમેવ
વેશ્યા ધર્મ જાર વસે અપાર મહા નીર્લજ કુળવંતી નાર
સુખીયા થાસે પાપી જેહ આગળ નર્કમાં જાસે તેહ
અનામીકને ઘેર આચાર ઉતમ વર્ણ કુડો સંસાર
પંડીત ઉપરથી ભાવજ જસે સર્વ ગરોડાને માનસે
માંહો માંહે વિષ દેસે ઘણા એવાં લક્ષણ વઈશણવ તણાં
વઈષ્ણવ ઘેર ઘેર નાચસે અંત્યજ પાસે ખાવા માગસે
જસે ભણવા નહી પરદેશ દયા રાખસે નહી લવ લેશ
મુર્ખ વઇદ થાસે ભાઇ સહુ ખોટાં ઔષધ દેસે બહુ
રોગ જાણ્યા વીણ ઔષધ કરે રૈં રૈ નરકે તે સંચરે

જોશી જોશ વિદ્યા નહી ભણે જ્ઞાનીને મન તો નહી ગમે
લેસે કરજ નહી આપે વળી મન ફેરવસે પાપી કળી
જે નર સુખે મેળવસે અન્ન તેને દંડી રાય લેસે ધન
ખેડુતના ભાગજ ચોરે જસે ઉપર બાળક વેચાવસે
રાજા રાણા દેશાઇ વજીર પટેલ તલાટી તજસે ધીર
મુડીધર કરસે નહીં જમાન પ્રજા તણાં ટાળસે અન્નપાન
જુઠુ બોલસે લેસે લાંચ કરસે કુડા કુડી આંચ
સુપાત્રને લાકડીયે મારસે કુપાત્રને આશન આપસે
સુપાત્રને કોડી નવ દીયે કુપાત્રનુ ચરણોદક લીયે
માત પીતા બાળક વેચશે સ્વામી સ્ત્રીથી ધન જોડશે
પુત્ર ભણીને કરશે વેઠ પુત્રી જમાઇ ભરશે પેટ
પુત્ર પીતાનુ છેદશી શીશ સાચુ કહેતાં ચડશે રીસ
જે નર જુઠા બોલા થશે તે સર્વની આગળ જશે
આપ આપણો મુકશે ધર્મ આદરશે નીત્યે અધર્મ
એકાંતરે વલોવશે મહી થોડુ માંખણ તાવશે સહી
કંદ મુળજ કરશે આહાર આમીષ ખાશે વર્ણ અઢાર
નીચાં ભોજન આદર બહુ અણ ગળ્યાં જર વાપરશે સહુ
અતીતને મારી કાઢશે પછી પાકજ ઉડાવશે
પરણી સ્ત્રી સાથે નહી સ્નેહ પરનારી શુ વિલાસજ જેહ
કહે કૃષ્ણ સાંભળો ધર્મરાજ કહેતાં અવગુણ આવે લાજ

એવો કળીયુગનો મહીમાય કહે ધર્મને યાદવરાય
સુરભટ કહે સુણો આનંદ ધર્મ પ્રત્યે બોલ્યા યદુનંદ

વલણ

યદુ નંદન વાણી વદે સુણ ગજપુરના રાજરે
એ પાપી કળીયુગ વિષે ઘટે ન તુજથી રાજરે

કડવું—૫ રાગ સારંગ

અંત્યજને ઘેર તુળશી હશે ઠગને દ્વારે વઇશ્નવ જશે
નીચ ઉંચના સેવક થશે નીચ વૃત્તી ઉતમને હશે
મોટા કુળની કન્યા જેહ નીચ તણે ઘેર જાશે તેહ
વિપ્ર શુદ્રનાં માન રાખશે શબ બાળવા શ્મશાને જશે
દશ દીવસ સુતક પાળશે ભોમી સ્વપચ સરખા ચાલશે
ભુમી શયન ન બ્રાહ્મણ કરે સઘળી પેઢી નરકે સંચરે
મડદાનુ વસ્ત્ર લેશે સાર તે દ્વીજ નર્કે પડે નીરધાર
શુદ્ર વિપ્રને પાપે કરી પડશે નર્કે એ વાણી ખરી
શુદ્ર ઉઠીને તીરથ જાય રાંધ્યુ અન્ન વિપ્રનુ ખાય
લાવે વિપ્ર તે જર વાપરે તીર્થ તણુ ફળસે જે હરે
શુદ્ર વિપ્રના માનજ હરે પહેલો ચીરંજીવી ઓચરે
પ્રથમ આશીશને પાપે કરી બેઉ નરકે સંચરશે સહી
જુઠાં પાત્ર શુદ્રનાં જેહ આધા જઇને ધોશે તેહ
મેલાં વસ્ત્ર ધોઇ લાવશે વહેલાં નરક ભણી ચાલશે

કળીયુગે તલ ચોરશે બહુ મોઘુ ઘી વેચશે સહુ
મોંઘુ દેશે લેશે ઘણુ જુઠે ધન લેશે પર તણું
ઘરી અવળે છરે મુડશે વહેપારીનુ કુળ બુડશે
બ્રાહ્મણુ વેદ વિધીનો સહી નાશ વાળશે કળીયુગ મહી
જર ફર ઉત્તમ અન્ન નહી મળે નીચ ઉંચ થાશે નીજ બળે
કળીયુગે સન્યાસી બહુ થશે માથા ઉપર કાષ્ટ બાળશે
મોક્ષ માર્ગ સોધો ટાળશે ધર્મશાળા દેખી બાળસે
માંસ તણો વિપ્ર કરશે આહાર મૃગીયા કાજ ધરશે હથીયાર
હસ્તી રથ ઘોડે બેસસે મોટા મહંત જગતમાં થસે
ઉંટ પોપટ પાળશે વાછઠા પહેરે જેવા પટકુળ કાછઠા
જટા વધારશે સીધા વાળ કંઠે સોભીત હેમના હાર
શંખ દુદંભી વાગે બહુ હીંસા તણો તો પાર નવ લહુ
કલીયે યોગી પુરા દંભ કપટી કલીયૂગ કેરા ખંભ
પરમહંસ સરીખા જેહ કુઠાં કાટલાં પુંજે તેહ
કુઠા કર્મ વહેપારી થશે રઉ રઉ નરકે અંતે જશે
ગુરૂને નમસે નહી કોઇ ગુરૂપત્ની વ્યભીચારી હોય
કલીયૂગે સહુ ધર્મજ જસે રૂપી તણાં કર્ન્જ બુડશે
બેઠા પ્રતીમાને પુજસે કપટી રૂપ કેવળ સહુ થસે
ઉત્તમ વસ્ત્ર પહેરસે ઘણા ખાંસે બીઠાં પાનજ તણાં
ઉત્તમ વિધીના જંમસે પાક વેરાગી ઉતમ જમશે શાક
ભુવા તણો કરસે અભ્યાસ હીંસા કરી કરસે ગૌ નાશ

ચીઠ્ઠી પત્રી મેલા મંત્ર વશીકરણ સેવે બહુ તંત્ર
કપટે પરનારી સું રમે અણુ તેડયા પર આંગણે ભમે
જ્યાં ત્યાં માંડી બેસે વાદ કરે પંડીતપણુ મોટે સાદ
ખાવાં પીવાં રમવાં ઘણાં એ સાધન તો સુખીયા તણા
બહુ કપટે માળા ફેરવસે ધન લેવા ઘર ઘર દોડસે
કુડા રાજા કુડા પ્રધાન કુડાં જ્ઞાન દાનને માન
કુડા મેહ સ્નેહ ને ભાવ કુડાં સગપણ વનીતાનાં હાવ
કુડા વેદ તીર્થ વિશ્વાસ કુડી નીત્ય પરાઇ આશ
કુડી માયા છર અહંકાર કુડાં વચન વિવેક વીચાર
કુડા ધર્મને કુડી ભીત કુડી સઘળી કલીની રીત
કુડી વનીતા કુડી પ્રીત કુડા રાજા કુડી જીત
કુડાં બાંધવને ઘર પુત્ર કુડાં સહોદરનાં ઘરસુત્ર
કુડી લક્ષ્મી મંદીર ધર્મ કુડા સકળ મનોરથ કર્મ
કુડો દેશ સકળ સંસાર કુડો હર્ષ ખોટો વહેપાર
કુડે કળીયૂગે સાચુ દાન સેવા કરવી શ્રી ભગવાન
ઇન્દ્રીય સગળી વશ રાખસે તે વઇકુંઠનાં ફળ ચાખસે
કૃષ્ણ કહે સાંભળો રાજન પાંચે બાંધવનાં નીર્મળ મન
મહા પાપી કલીયુગ નીરધાર નહી તમારે રાજ્યાધીકાર
ધર્મ ધુરંધર છે નર જેહ કલીયૂગે રાજ્ય કરે કેમ તેહ
જ્યાં લગી કળી આવ્યો નથી ત્યાં સુધી રાજ્ય કરો પ્રેમથી
કુડા કાળે જાએ ધાઇ ધર્મધારી તમે પાંચે ભાઇ

વલણ

પાંચે બાંધવ પવીત્ર મન કરો નીસ્ચે રાજરે
થોડા દીવસે કળી આવસે ભૂપ આશન કરજો ત્યાગરે

કડવુ-૬ રાગ વેરાડી

રાય યુધીષ્ઠીર એની પેર બોલ્યા જોડીને બે હાથજી
ગોત્ર નીકંદન પાતક કયમ છુટે કરૂણા કરી કહો નાથજી
દીન બંધુ દામોદર અચ્યુત કેશવ કમળા નાથજી
દાસ આપણો હે યદૂ નંદન સુણો કહીયે તે વાણીરે
અમે કર્મ કર્યાં તે જાણોં સાંભળો સારંગ પ્રાણરે
સવારથી રવી ચડે સવા પહોર જે માગે તે આપેરે
તેમે કરણ હણ્યો સંગ્રામે તે પાતક કોણ કાપેરે
ભીષ્મ પીતા જે મહા અતી પાવન પ્રાક્રમ વેદ વીખ્યાતરે
ગોત્ર નીકંદન કરવા માર્યા કપટ કરી સાક્ષાતરે
દુર્યોધન સરખો અભીમાની ભલો સુભટ તે વઢીઓરે
રૂપ લક્ષણ લહે વીધી પરાક્રમી તજી કલેવર પઢીયોરે
દુર્યોધન સરખા શત બાંધવ રણ મધ્યે મૃત્યુ પમાડયોરે
-દ્રોણાચાર્ય કૃપાચાર્ય વળી અશ્વત્થામા શુરરે
તેમે શુભટ હણ્યા સંગ્રામે દેહ કર્યાં રણ ચુરરે
ગોત્ર નીકંદન બ્રાંહ્મણ હીંસા રઉ રવ નરક પમાડેરે
મારૂ પાપી કર્મજ ભોગવવુ નીંદા પ્રભુ કયમ આવેરે

સુતાં બેઠાં ભોજન કરતાં ક્ષણુ નહી સુખ દેહરે
જેબ્રાહ્મણના ચરણ વંદીયે ચરણોદક શીર ધરીયેરે
ભાવે કરી ભોજન દીજે તો ભવસાગર સુતરીયેરે
બ્રાહ્મણ ને નારાયણ મધ્યે જો કંઇ અંતર આણેરે
યમના દુત ગ્રહી ને તેણે વઇતરણીમાં તાણેરે
પીપરો ગાય બ્રાહ્મણ ને તુળશી ગંગા ભકતી દાનરે
સાત પદાર્થ જો કોઇ સેવે તે પામે વૈકુંઠ વાસરે
ગર્ભ થકી હુ પાપી દુષ્ટ ના મુઓ અજ્ઞાનીરે
ભ્રાત મધેથી મરણ ન પામ્યો ગોત્ર રૂધીરનો પાણીરે
દીનાનાથ હુ કયાં કયાં અવતરીયો શીદ મુકી તમ શેવારે
પતીવૃતા નારી ઘેર મારે કુન્તા સરખાં માતરે
તમ સરખા સ્વામી કરૂણાનીધી અર્જુન સરખો ભ્રાતરે
શુમારે વૈભવમાં ઓછુ તુજ કૃપા અવીનાસરે
પેલા અવતારનુ દુષ્કત આ અંતરે પ્રકાશીરે
અબળા સુરભીને ધર્મશાળા ભોમી વિપ્રની ખાસેરે
વેદ કહે તે નરક પામસે યસ તણો ક્ષય થાસેરે
મોટા બ્રાહ્મણનો વધ કીધો હવે કશુ રાજ્ય મુજ ઇશરે
નહી નાથ સીંહાસન બેસુ ના કરશોજી રીશરે
ભીમ અર્જુન સહદેવ નીકુળ બળીયા નમારે વીરરે
રાજ્ય ભાગ કરી આપો એમને અમે માણુસ માંથી ટરીયારે
રાજ્યનુ નામ કહેસો ના મુજને રાજ્ય કરૂ નહી પોતેરે

ગોત્ર નીકંદન બ્રાહ્મણ હીંસા રાજ્ય સહુસ્ત્ર નહી મારેરે
હવે ઉપાય કરો કરૂણા નીધી ગોત્ર નીકંદન કયમ છુટેરે
રૌ રૌ નરકતણી પગ સાંકળ કોણ પુણ્યથી તુટેરે
મહા પાપી કળીયુગ આવેછે ભલુ થયુ તે કહેવુરે
દ્વાપર યુગમાં પાપજ કીધુ તે કળીયુગમાં ભોગવવુરે
ક્રોધ લોભે માયા બંધન પામ્યો બહુ બંધન સર્વ સહેસેરે
માત પીતા સુતા ને વનીતા સ્નેહ હીણુ સર્વ થાશેરે
કરોધ લોભ હીંસા મદ મત્તસર સહુ જનમાંથી પુણ્ય જાશેરે
તે માટે તમને કહુ સેવક કરસે કોણ ઉપાયરે
મારે રાજ્ય હળાહળજી મહા પાતક કયમ જાયેરે
કર જોડી ભુપાલ કરગરે ચરણે નામી શીશરે
દાસ આપનો હે યદુનંદન કૃપા કરો જગદીસરે
ગદ ગદ કંઠે વાણી વદે પુનરપી ચરણે લાગેરે
કેવળ એક મોક્ષ તણી વીધી કૃષ્ણ કને ધર્મ માગેરે

વલણ

નૃપ કહે સાંભળો યદુપતી રાજ્ય તણું શુ કામરે
સુરભટ પ્રભુ તમ કૃપાએ તમ પદ ઇચ્છે મહારાજરે

કડવુ—૭ રાગ ગોડી

કૃષ્ણ વળતા ઓચરે, સાંભળો નૃપ વાણી
કુન્તા પુત્ર તમે સાંભળો, છતાં દ્રોપદી રાણી
કળીયુગ હજુ છે વેગળો, માટે સીંહાસન બેસો

રાજ્ય તણાં સુખ ભોગવો વળી ક્યાં પ્રાણામાં પેસો
અશ્વ માતંગ ગજ રથ અને બહુ સેવક દીસે
પાર ન લાધે પાલખીનો તે જોતાં તે મન હીસે
માતા કુન્તા નારી દ્રૈપદી ચારે બાંધવ છે રૂડા
તે માંહે બેસી કરો આનન્દ મુકો વિતર્ક કુડા
સકળ સામી ગૃહે શોભીત ધનધાન્ય રતન અપાર
નગ્ર સમૃદ્ધી યુક્ત સદા રહો પાંડુ કુમાર
બંધી જશ યશ બોલીને તુજ યશ વખાણે
દેશ દેશના મહીપતી ઉપમા મનમાં આણે
બહુ દીવસે રાજ્યજ પાંમ્યા નથી અધર્મ તમે કીધો
મે તમને સુખ આપીયુ દુખ સાગર તે કાપ્યુ
મેં તમને કરૂણા કરી રાજ્યાસન સુભ આપ્યુ
સભા મધ્યે આણી દ્રોપદી દુશાશન ત્યાં વળગ્યો
મે આવી ચીર પુર્યાં થાકી થયો તે અળગો
દુર્વાસાથી આવી ઉગાર્યા નહી તો દેત શાપ
લાક્ષા ગૃહે મોદક થકી ઉગાર્યા મે આપ
નીસી ચરચાયે જઈ રહ્યા વઈરાટ નગર મોઝાર
કીચકના પદ પ્રહારથી ઉગારી તમ નાર
કીચકકુળ મે છેદીયુ, દુખ પડવા ન દીધુ લગાર
કૌરવ ક્ષય કર્યો પછી તમને રાજ આનંદે આપ્યુ
ધન વઇભવ સુખ આપી સકળ પદાર્થ વાસ્યો

રાજ્યનું સુખ ભોગવો હવે કયાં તમે ત્રાસો
કળીયૂગમાં મુજને ભજે તેને પાસે રાખુ
પાપ કરે મુજને ન ભજે તેને નર્કમાં નાખુ
તે માટે સુખ ભોગવો શા માટે દુખમાં પેસો
બેઠા થાવો સુત પાંડુના રાજ્યાસને જઇ બેસો
કુન્તા કહે નીજ પુત્રને સીંહાશન ભોગવે
દુખ ગયુ સઘળુ વેગળુ પાછુ કાં ઘટ લાવે
દ્રોપદી કહે કંથને ઘણી પ્રીછવી રીત
એવાં રાજ્યતણાં સુખ કયાં તજો તુચ્છ પાપની ભીત
ચારે ભાઇ કહે બાંધવને સીંહાશન આવી બેસે
આપ બળે પામ્યા તો પછી કેણુ પાતક કહેસે
બાજીગરની પુત્રી નચાવે તેમ નાચે
તેવું સવે ખેલવું મન સાચે ઇશ રાચે
ઉઠી બેઠા થાવો રાયજી સીંહાસન જઇ બેસો
છત્ર ધરાવો મુસ્તકે મહારાજ કહેવાઓ
પાંડુના સુત ઓચરે સાંભળો યદુ નાથ
દીન જાણી કૃપા કરો હુ કહુ જોડી બે હાથ
બે પાતક શીર માહરે ત્રીજુ કાંહે મુકો
અગ્ની અંગુઠે પર ઝરે દીનાનાથ કાં ફુંકો
પાપ દાવાનળ નાથજી ચોપાસથી આવી લાગ્યો
ટાળીને હુ ઇચ્છુ નાસવા કાં એ ચરણુજ ભાગો

કડવાં ફળ ઘણાં ચાખતા એક મીઠુ લાગ્યુ
રાંક તણા મુખમાં થકી કેમ કાઠી લયો સાધુ
તે માટે મારા નાથજી મુજને શાને કહોજી
રાજ્ય તણી ઇચ્છા નથી મારે હઇડે તમો રહોજી
ચરણે તમારે રાખીયે જાણીને નીજ દાસ
રાજ્ય હળાહળ ઇસહી પ્રભુ પુરે મમ આશ
માતા પીતા તમને કહુ તમે બંધુ છો ઇશ
ગોત્ર કુટુંબ તમે સગા તન મન ધન યુગદીશ
તીર્થ વ્રત તમો નાથજી જપ તપ તમો સ્વામી
જ્ઞાન દાન તમો યોગ છો વેદ ગરૂડાગામી
સ્થાવર જંગમ વેદ વીશે રહ્યા છો તમે વ્યાપી
મહાપાતકથી મુકાવીએ પ્રભુ કરીમળ કાપી
જાળ વીશે પડયો મૃગલો જાળ ભેદી કયાં નાશેજી
એમ જાણી રખે નાથજી રાજ્યાશને બેસાડોજી
પાપ સમુદ્ર વીશે પડયો પ્રભુ તમે ઉગારો
અંધ પડયો મહા વન વીશે એક વાટ ન સુજે
મહા પાપે મારા નાથજી મહા રૂચીત અમુજાએ
વચન સુણી યૂધીષ્ઠીર તણું કૃષ્ણજી એમ બોલે
મનસા વાચા કર્મણા ભક્ત નહી તુજ તોલે
રાજ્ય રીત સરવે રાખશો કહુ વાત વીચારી
પાંચે બાંધવ કુન્તા સહીત સાથે દ્રોપદી રાણી

મહા પાપી કળીયૂગ વીશે તમો રાજ્ય નવ થાય
રાજ્ય કરો સર્વે મલીને તો સરવે મહીમા જાય
તમો પાંચછો સેવક મારા તે જાણીને હુ આવ્યો
મહીમા કળીયૂગ તણો મે તમને સંભળાવ્યો
મે જાણ્યું પાંડવ મહારા રખે કળીયૂગમાં રહેતા
બ્રાહ્મણ દેવ અધર્મનુ રખે ધન તે ગ્રહેતા
કળીયુગ માંહે ધન વિપ્ર દેવનુ લેશે
તેને નરક કુંડમાં રાખે જમ મહા દંડ દેશે
તે માટે વઈકુંઠથીં આવ્યોછુ તમ દ્વાર
કઇ એક કહેવા વીનતી સાંભળો નર નાર
હીમ પંથ તમે ચાલજો નવ લગાડશો વાર
પાંચ પાંડવ છઠ્ઠી દ્રોપદી આવજો નીરધાર
હીંમ પથ છે દોહલો મહા કઠીણ તે કહેવાય
સત્ય વાદીને પવીત્ર હોય જે મારગ માંહી પળાય
વાટે તીર્થ અતી ઘણાં તમો કરજો સ્નાન
કામ કરોધ સરવે પરહરી મુકજો અભીમાન
રસ્તે વીઘ્ન થસે ઘણાં મનમાં રાખજો ઠામ
થોડે દીવસે પામસો વઈકુંઠ પદવી ધામ
કુન્તાને મુકી આવજો વૃદ્ધ છે શરીર
પાંચ પાંડવ છઠ્ઠાં દ્રોપદી આવજો થઇ ધીર
અનેક ભક્ત છે માહરા તમશુ અદકી પ્રીત

તે માટે આવો ઉતાવળા કલીયૂગ કેરી બીત
અમે મનમાં આંણીયું રખે દુખીયા થાય
ભકત વત્સલ બિરદ મારૂ, રખે મિથ્યા જાય
એમ કહી છાના રહ્યા, જદુનાથ તે વારે
ઉઠીને ચરણે નમીયાં, પાંચ બંધુ નીરધારે
પુષ્પ વૃષ્ટી દેવે કરી, મન્ચ પાંડુ કુમારરે
કૃષ્ણ કહે પાંડવ સુણો, અમે.ને આજ્ઞા આપો
પાંચ દીવસ આવે થયા, વચન સ્થીર કરી સ્થાપો
વસ્ત્ર પહેરી હરી ઉઠીયા, આરોગ્યો મુખવાસ
વૈકુંઠ પહોંચ્યા કૃષ્ણજી, કમળા પતી નીધાન
પાંડવ વળી સુખ પામ્યા, પામ્યાં દ્રોપદી નાર

વલણ

સુખ પામી દ્રોપદી સતી, જેને કૃષ્ણ કરે સહાયરે
સુરભટ બહુ શુ ઓચરે, જય જય શ્રી રણછોડરે

કડવું ૮ રાગ મેવાડો ધનાશ્રી

નરનારી હરખયાં ઘણુરે વૈકુંઠ પોંચ્યા ભગવાન
હીમ પંથ જાવા તણોરે, વિચાર કરસે સહુ સાથ
મન વીરાજ્યું રાજા તણુરે, રાજ્ય તજી નૃપ ધીર
કૃષ્ણ વીના સોહાવે નહી રે નયને ઢાળે નીર
કૃષ્ણજી કેરી કથા કહુરે સાંભળજો સર્વ સાથ
આપણા ઉપર કૃષ્ણનારે સંપુર્ણ ચારે હાથ

જમનાંજી ને કાંઠડે રે કેશવ રહેતા દુર
લેતા દાન દધી તણુ રે સુખે સાગરપુર
અમૃત સરખી મોરલી રે વનમાં વગાડતા જદુવીર
સુણી મોહ પામી વૃજ વધુ રે જાતાં ભરવા નીર
ઘેરઘેર માખણુ ચોરતા રે ઘેરઘેર દોહતા ગાય
ઘેરઘેર આંગણે નાચવા રે પોતે વઇકુંઠ રાય રે
પાંચ દીવસ મંદીર રહ્યા રે માયા થઇ અતી પ્રોઢ
ચાર દીવસ હરી અહી રહ્યા રે પાંચમે પોચ્યા ઠામ
માયા મુકી માધવે રે હાથ ન લાગે કામ
વૃંદાવન ગૌ ચારતા રે પીતા જમનાં નીર
મોહન મોરલી વગાડતારે રાખી ધારણુ ધીર
ઘનસ્યામ તે વિઠલ રે કીધુ પીતાંબર પરીધાન
નેત્ર કમળ શોભા ઘણી રે કંદ્રપ કોટી સમાન
મોર મુગટ સોહામણોરે ખીટલી ચાલા વાળ
સુંદર ચાલ લટકટીરે તીલક ભાલ વીશાલ
કાને કુંડળ શોભતારે કંઠે વૈજયંતી માળ
હસ્તે પોંચી મુદ્રીકારે કટી મેખળા રસાળ
વ્રીજ મંડળ વચ્ચે પરવર્યારે સુખ પામ્યુ વ્રીજ માત્ર
ગોપી કર ગ્રહી સંચરેરે મોહી માયામાં વૃજ નાથ
શીવ બ્રહ્માદીક સહુ રૂપીરે સીદ્ધ સાધક પામે ન પાર
તે અંશ રૂપ કુલાવીયારે ધન્ય ધન્ય વ્રજની નાર

-દ્રુપદ સુતા કહે કંથજીરે રાત દીવસ વીસરે નહી મોહન
વળી કથા કહેલી ન વીસરે હઇડેથી સારંગપ્રાણ
સદેહે પદ પામશેરે કુન્તાના કુમાર
કર ગ્રહી પોતા તણોરે ઉતાર્યો પાંડુને ભવ પાર
ગાય શીખે ને સાંભળેરે કળી મહીમા પાવન
કૃષ્ણ પ્રતાપે તેહનુ થાયે નીર્મળ મન
ગંગા યમુનાને સરસ્વતીરે ગોમતી ગાૈતમી સાર
એ નર નાહયે ફળ પામીયેરે તે સુણતા છે નીરધાર
સંવત સત્તર ચઉદો તર સાલ વઇશાખ સુદી દશમી રવીવાર
કળીયુગ મહીમા પુર્ણ કર્યોરે જો કરૂણા જગદાધાર
ગામ કલ્લોલી ને રંક કુળનોરે નારાયણ સુત દીન
સુરભટે રચના રચીરે ભશ્મ કરવા અધપીન

વલણ

ભશ્મ કરવા અધપીન પ્રભુજી કથા યથા મતી જોડીરે
શ્રવણ કરે સુખ ઉપજે નાખે ભવ બંધન તોડી

કડવુ–૯ રાગ મારૂ

પ્રાતઃકાળ થયો જેટલે પાંચે બાંધવ જાગ્યા તેટલે
સ્નાન દાન વીધી ભોજન કરી પાંચ બાંધવ બેઠા ચીત ધરી
પાસે બેઠાં કુન્તા માત છે પાસે પતીવ્રતા વીખ્યાત
પ્રજા પ્રધાન તેડાવ્યા સહુ ઉત્તમ વિપ્રનો પાર ન લહુ
સભા ભરીને આપે માન યુધીષ્ઠીર ભીમશુ બોલ્યા વાણ

ભીમસેન વાણી સાંભળો મુકી મન તણો આંબળો
તુજ સમાન બળીયો નહીં કોય ત્રણ ભુવનમાં વીચરી જોય
તું દાતા ભડ શુભ શરીર મહા પ્રક્રમી મારા વીર
હીમ પંથની મનશા ધરી સકળ રાજ્ય સમૃદ્ધી પરહરી
માટે ત્યાં જાવું નીરધાર જ્યાં છે પોતે નંદ કુમાર
એક કહુ તમને વીનતી માતા ધન ને અબળાં સતી
કરો રાજય તણો અંગીકાર ચલાવો રાજય ઉત્તમ વહેવાર
પ્રજા પાળજો ભાવે કરી આશન બેઠાં ભજજો હરી
દીન પ્રત્યે દેશે આશીર્વાદ સેવા કરશે ત્રણે ભ્રાત
મુખથી સત્ય વચન ભાખજો સાંત ગુણ મનમાં રાખજો
કળીયુગમાં તમે કરજો રાજ્ય અધર્મ મતીનો કરજો ત્યાગ
આપી શીખ નૃપ છાના રહ્યા ભીમસેને પછી બોલજ કહ્યા
જે કહેશો તે ખોટી કથા અમો હીમ જાશુ સર્વથા
તમોને કળીયૂગની ભીત અમોને મહીપતી એવી રીત
તમ કેડે હુ પરવરૂ કળીયૂગ માંહી રાજ્ય નવ કરૂ
એહ વચન નહીં કરૂ પ્રમાણ રહું તો ગોવીંદજીની આણ
વળતા નૃપ અર્જુનને કહે ભ્રાત તુ હસ્તીનાપુર રહે
રાજય કરો બેઠા પુર માંય હમો જાશુ શ્રી કૃષ્ણ છે જયાં
પ્રજા તણું પાલણ આચરો કુંતાજીની સેવા કરો
વીર માહરા પરમ પવીત્ર કેશવ સરખા તારે મીત્ર
કહ્યું મારૂ ધરજો હૃદે વળતા અર્જુન વાણી વદે

રાજ્ય તણુ નત્ર લેશો નામ અમો આવશુ વઇકુંઠ ધામ
કંઈ પ્રતીજ્ઞા કરશો નહી રહુ તાં આજ્ઞા માતા તણી
વળતા વચન વદે ધર્મરાજ ભ્રાતા નીકુળ કરો તમે રાજ
કરૂ વીનતી વીરા અમો માતાના પ્રાણ વલ્લભ તમો
તે માટે હસ્તિનાપુર રહો રાય તણો શીર ભારજ સહો
કુંન્તાજીની સેવા કરો ધર્મ કર્મ નિત્યે આચરો
નીકુળ વદે સાંભળજો ભ્રાત તમારાસમ જો મને કહો વાત
પછે સહેદેવને કહે ધર્મરાય રાજ કરો હસ્તિનાપુર માંહે
રાજ તણો ઉત્તમ વહેવાર પતિવ્રતા છે સાથે નાર
અમો આગળ થાશુ નીરવાણ રહુતો ગોવીંદજીની આણ
પાંચે જાવા મનસા કરી ધર્મ પ્રત્યે પુછે સુંદરી
-દ્રોપદ સુતા સાંભળજો વાત સેવા કરજો કુન્તા માત
તે માટે મન નિશ્ચય કરી હસ્તિનાપુર રહેજો સુંદરી
અર્જુન પૌત્ર પરિક્ષત જેહ પંચવીસ વરસનો બાળક તેહ
તેને રાજગાદી બેસાડજો અમો હેમ જાસું સરવકો
સ્વામિ સ્ત્રીનો ધર્મ રહે જયાંય કંથ તણા પદ સેવો ત્યાંય
મુકી ગયાની જો કરજો કથા તો પ્રાણ કાઢુ સર્વદા
ગોવિંદજી ના સમ છે સહી તમ પાખે જળ લેવુ નહી
અભિમન્યુ પુત્ર પરિક્ષત પાવન રાજ અભિષેક કરો તતક્ષણ
રાજ આશને બેસારો પુત્ર સકલ રીદ્ધ સોંપી ઘરસુત્ર
એમ સકલે વિચારી વાત ન્હાણે હીમ ચાલસુ સાક્ષાત

## કડવું ૧૦ રાગ ભીમપલાસી

પ્રાતઃ થયોને ઉઠયા કુન્તા તનજી સ્નાન દાન અને
ભોજન કીધુ સમર્થા જુગજીવનજી
આયુધ વસ્ત્ર તજ્યાં સરવાભુષણ મુનીવૃત મન ધીરજી
દૃઢ વિશ્વાસ કરીને ચાલ્યા શમર્થા શામ શરિરજી
વેષ ધર્યો સન્યાસી કેરો ગ્રહ્યાં કમંડળ હાથજી
કામ ક્રોધ અહંકાર તજીને સમર્થા વૈકુંઠ નાથજી
કરી વિચાર થયા ભડ ઉભા તજ્યા સકલ અંકારજી
વનફુળ પહેરીને બ્હાર પધાર્યા સાથે સુંદર નારજી
કુન્તાને ચરણે જઇ લાગ્યા કર્યા દંડવત પ્રણામજી
નગરલોક નમસ્કાર કરે છે તમો પામો વૈકુંઠ ઠામજી
માતાજી આજ્ઞા આપો તો હીમે ચાલુ આજજી
પરિક્ષતનું પરી પાલણ કરજો રાખજો સર્વની લાજજી
વળતાં કુન્તા એણીપેરે બોલ્યાં સાંભળીએ મુજ પુત્રજી
તમો વિના શુ કરૂં એ વૈભવ વળી શું કરૂં ઘર સુત્રજી
તમો સાથે આવીસ હું આજે વૃદ્ધ ઘણી છેરે માતજી
સંસાર સુનો કરીને ચાલ્યો વહુ ને પાંચે ભાતજી
હું નહી રહું મંદિર માંહે મને તેડાને સાથેજી
પુત્ર વિના સંસારજ સુનો પુંત્ર સમો નહિ અર્થજી
વળતાં રાય યુધિષ્ઠિર બોલ્યા એ શી કહો છો વાતજી
હેમ પંથ દારૂણ વન ધાર્યું વૃદ્ધ તમો છો માતજી

બહુ રાક્ષસ પરવત છે વિસ્મય ગફા ગહેવર વીકરાળજી
મહા ભયાનક સ્થાનક મોટાં પંથમાં મહા જંજાળજી
તે માટે બેસી રહો મંદીર સમરો શ્રી ગોપાળજી
દાન પુન્ય વ્રત નિત્યે આચરો બોળે પરિક્ષત બાળજી
વળતાં કુન્તા એણીપેર બોલ્યાં તમ પાખે કેમ રહીએજી
કોણુ મારૂ પ્રતિપાલન કરસે સુખ દુઃખ કોને કહીએજી
હવે મુને કોણુ કહેશે માતા પુત્ર તજી ક્યાં જાયજી
પુર્વે પાપ કર્યાં પ્રાંઢાં તો દેવે દીધો દંડજી
વૃદ્ધા કાળે હું પુત્ર મુકી અભાગણી હતા હીણીજી
પુત્ર વિનાનું નીર કોણુ પાયે પુત્ર વિના નહિ અન્નજી
પુત્ર વિના સર્વ મારી કાઢે પુત્ર વિના દે ગાળજી
પુત્ર વિના કો મુખ નવ જુવે પુત્ર વિના ભર બોલેજી
પુત્ર વિના સદ્ગતિ નહિ પામે પુત્ર વિના ધન જાયેજી
પુત્ર વિના વહુ ઘેર ના આવે મહા પાપણી કહેવાયજી
પુત્ર વિના પીયર નવ માને મંદીર તે સમશાનજી
પુત્ર વિના કોઈ નવ માને સાસરીએ નવ માનજી
આ જીવ્યાથી મૃત્યુ ભલુ છે વૃદ્ધ પણે દુઃખ પામીજી
વનમાંહે મમ પુત્રજ જાયે દુઃખે ઉછેર્યો વીરજી
દુર્યોધને વળી વન કાઢયા રાય ઉભા ધીરજી
બાર વરસ વન બહુ દુઃખ પામ્યા મને થયો વીયોગજી
યુદ્ધ કરી સહુ શત્રુ માર્યા મોટો કર્યો અવિયોગજી

વળી કુંવર મને મુકી ચાલ્યા પાપનો ન આવ્યો પારજી
દિનાનાથ હવે કયાં જાવુ આવો કયાં આવ્યો અવતારજી
પુત્ર પધાર્યા મોહ આગળથી ઓવારણું લે માતજી
રૂદન કરે માતા મુખે આગળ નેત્રે વહે જળ ધારજી
માગી આજ્ઞા ને પાંડવ ચાલ્યા વળાવે સર્વ લોકજી
વરણુ સર્વ કોઇ સ્તુતી કરે છે દુઃખ ધરે મન ધીરજી
નગર બહાર પધાર્યા પાંડવ સહુને નામી શીશજી
સહુકો લોક વદ્યા મુખ એવુ રક્ષા કરો જગદીશજી
વળાવી સર્વે મંદીર આવ્યા પાંડવ ચાલ્યા હેમજી
નગર તજી એક જોજન આવ્યા ગોવિંદ ઉપર પ્રેમજી
રાય યુધીષ્ઠિર એણીપેર બોલ્યા સુણો ચારે ભ્રાતજી
માતિ -દ્રોપદી સાંભળીએ તમે હું તમને કહુ વિચારજી

કડવું ૧૧મુ રાગ રામગ્રી.

યુધિષ્ટર બોલ્યા વાણીજી સાંભળો બંધવ ને છઠ્ઠી રાંણીજી
વચન સાંભળો એક વનિતા કહુસાર હેમાચળ ઘણો
વીકટ છે વિધનનો નહિપાર. વાટે અસત્ય નવ બોલવુજી
હાસ્ય ના કરવુ વીર મુંનીવ્રત ધરીને ચાલવું ને રૂદે
ધરવું ધીર.

કોઇ ગાળ દે કોઇ કરે તાડણ સાંખવુ સર્વે તેહ
અહંકાર સઘળો પરહરી ને કરો કૃષ્ણ શુ સ્નેહ
કામ ક્રોધ લોભ મદ મચ્છર ત્રણે તજવાં તેહ

ભોગ ભુષણુ વનિતા ને વસ્ત્ર પરહરો અભિમાન
એણી પેરે ચાલસો તો પામસો શ્રી ભગવાન
એ સર્વ સ્વાર્થ અવતર્યું તેનો જુઓ વેપાર
એ કાયા સર્વ પરહરી ને એક લોભનો નહિ પાર
એ માયા સઘળી મુકજો રે સર્વ મીથ્યા છે સંસાર
દેઇ શિખામણુ રહ્યા છે ઉભા છાના ધર્મ કુમાર
સુણી વાણી યુંધિષ્ઠિરની વીર થયા રળીયાત
પુઠળ પાંચાલી કામીની ને આગળ પાંચે ભ્રાત
સ્નાન સંધ્યા કરે માર્ગે કરે વનફળ અહાર
એમ ચાલતાં દિવસ કેટલેક જઇ પહોચ્યા કેદાર
કુરૂક્ષેત્ર ને બદ્રિકાશ્રમ નાહ્યા શ્રી હરીદ્વાર
કેદારેશ્વર કરી પુજા પીધાં ગંગા નીર
અનેક તાપસ ને સંન્યાસી બ્રહ્મચારી જેહ
દેઇ પ્રદક્ષણા ચરણે લાગ્યાં સંતોષ આણ્યો ત્યાંહ
કેદાર મુકી પરવર્યા મનુની પાંચે ભ્રાત
મુની વૃતે સંસરે કો નવ બોલે મુખે વાત
વિસ યોજન સંચર્યા તે પાંડવ પાંચે વીર
દીઠાં વૃક્ષ સોહામણાં એક નદી કેરે તીર
ત્યાંહાં સ્નાન સંધ્યા કરી ચાલ્યા તે પાંડુકેરા તન
એટલે આવી અપચ્છરા બહુ ધીર્ય યોવન મન
આવી આગળ રહી ઉભી રૂપ તણો નહિ પાર

ચોપાસે રહી વીંટી -દ્રોપદી પાંચ ભરથાર
અપછરાનું રૂપ દેખી પાંડવ થયા દીગ મુઢ
પુન્ય કરતાં વિઘ્ન પ્રગટયાં રાખે ગરૂડારૂઢ
પાંચશે વનીતા રહી આગળ તે સોળ વરસ સમાન
કેટલી એક વાજીંત્ર વાયે કેટલી એક ગાયે ગાન
જુએ નાચે હશે ને ગાયે તે આળસ મોડે નાર
અંગ ઉઘાડાં દાખવે તે જુએ પાંડુ કુમાર
ત્યારે પાંડવ મન ચીંતા કરેજે ત્યાં ઉભા પાંચે ભ્રાત
વિઘ્ન પ્રગટયું વાટમાં એ કારણુ મહા ઉત્પાત
જો પુન્ય વૈકુંઠ પાંમસુજે બેઠા વૈકુંઠ નાથ
મારગ મધે પાતક મળ્યું ભોમ પોચ્યા બેઉ હાથ

કડવુ. ૧૨મુ. રાગ મારૂ

પાંચે પાંડવ આગળ અપછરા ઉભી ચરણે નામી શીશ
પાંચ ભ્રાત ભલે પધાર્યા કૃપા કરી જુગદીશ
પૂર્વ જન્મ તણું સંચય પ્રગટ થયું છે આજરે
ઘેર બેઠાં સુંદર નર પામી રાખો અમારી લાજરે
કરી કટાક્ષને દો આલીંગન એમ સકલ કહે ઠારેરે
ઇંદ્રા દીક અંત્રીક્ષ ઉભા જુએ રખે રાયને પાડેરે
પુષ્પના હાર ગ્રહ્યા હાથમાં વિજણાવાઉ વીંટી નાંખેરે
કરગ્રહી પાંડવને અપ્સરા હસ્તવદન મુખ નિરખેરે
હિનાનાથ તમો મંદિર આવો કયાં કરોછો વિલંબરે

મનશા વાચા કર્મણાથી નવ મુકુ તમારી કેડરે
વળતા રાય યુધિષ્ટીર બોલ્યા શુંછે તમારે કામરે
મીથ્યા સીદ કરોછો ખોટી એ પ્રીતછે ખોટીરે
રાજ સમરથી પરિવાર તજીને અમો જાઉંછું ઉઠીરે
પર સ્ત્રિ સંગ ઘણું નવ રહીએ વેદ પુરાણ પોકારેરે
આગળ સ્ત્રિ તાગ્યાં આપે આપતણું કુળ તાર્યું રે
અહીંઆં કદી નહિ રહીએ સાંભળને તું નારીરે
આગ્રહ કરોધ કરોતો મિથ્યા જશુ જ્યાંહશે મોરારીરે
નીરાસ થઈને નારી ચાલી ઘેર પોતાને જાયરે
રાય યુધિષ્ટીર પંથે પળીયા ઉલટ અંગેના માયરે
પાંડુતણા સુત પરવર્યા સ્વર્ગે ચાલ્યા જાયરે
સુરભટ કહે સ્વર્ગારોહીણી હવે કથા શી શી થાયરે

કડવું ૧૩ રાગ આશાવરી

પાંડુ તણા સુત પરવરે રૂદે કમળ હરિ ચરણે ધરે
મન ગણે રખે જીવ હીંસા કરે.

ઢાળ

મન ગણે જીવ હીંસા હોય એમ જાણે મન ભૂપાલ
વનફુળ પહેર્યો જટા મુસ્તક મુખે જપે શ્રી ગોપાળ
પછે અધોરવન પરવર્યા અપસુકન ઘણાં થાયરે
રજ ભરાઇ આંખમાં વક્ર વીસ્મય થાયરે
વામ લોચન ફરફરે ને પડે ઉદરમાં ફાળરે

શીંચ સનમુખ શબ્દજ કરતી સંચરી તતકાળરે
સુકે વૃક્ષે બેઠી ભૈરવ શબ્દ કરે વામ ભાગરે
અકાશથી તારા ખરે ને ધરણી ઉજડ દેખાયરે
ઉલક ઉડી સામે બેસે કરે જંબુક સાદરે
રક્ત મેવ ત્યાં દેખે વસુધા હશે કાંઇ ઉત્પાતરે
ત્યારે ચિંતાતુર પાંડવ થયા એક પર્વત દીઠો પ્રૌઢરે
તે પર્વતમાં રાક્ષસ વસેછે રાક્ષસ ગરૂઢા રૂઢરે
તે પર્વતમાં એક નગર મોટુ તે મેઘ નગર કહેવાયરે
મેઘનાદજ ભૂપતિ તેને દૈત્ય તણો એ રાયરે
સોળ સહસ્રકોટી વસતા રાક્ષસ ત્યાં વિકાળરે
ઉંટ ગર્ધવ મહિસ વાહન મદભર્યા મછરાલરે
ગદા આયુધ તે ધરે ને ત્રણ તાડ સમાનરે
જીવહીંસા કરે અવિવેકી બીક ન ધરે રાજંનરે
તે ચાર યોજન નગરજ પ્રૌઢુ વસે પર્વત માંહ્યરે
પાષાણનાં મંદિર ભલાં તે પાપી પુરો કહેવાયરે
તે નગર હેઠે થઇને સંચર્યા પાંચે વીરરે
કેડે કામની ચાલ્યાં તેનાં થયાં દુઃસ્ય શરિરરે
એટલે ત્યાં નારદ આવીયા રાક્ષસ કેરે ઘેરરે
મેઘનાદે નયને નીરખીયા પુછવા લાગ્યો પેરરે
સભા માંહેથી ઉઠયા ને દીધુ આદર સનમાનરે
નારદજી તમે ભલે પધાર્યા અમને કર્યા પાવનરે

મુક દાનવ મામો ત્હારો રહેતો વન મોઝારે
અર્જુને તેને મારી નાંખ્યો જાણે સંસારરે
ભાણેજ તુજ સરખો મહા ભટ પ્રાક્રમી કહેવાયરે
વેર મામા તણુ વાળો તો યશ રહે યુગની માંહ્યરે
દઇત્ય કહે સાંભળો રૂષીજી મેં વેગળે નત્ર જવાયરે
હસ્તિનાપુર જઇ શત્રુ મારૂં તો દિવસ ઝાઝા થાયરે
વળતે નારદ ઉચરે કાંઇ વધામણી મુને આપરે
એ જાયે પાંચ શત્રુ તાહરા નથી આયુધ હસ્તરે
છઠી સાથે કામની તે અનોપમ્ય છે નારરે
નગર હેઠળ થઇને હેમે જાયછે કરો જઇને પ્રહારરે
એમ કહી નારદ ઉત્પત્યા દઇત્ય પાંડવ કેરી પાસરે
પગ પ્રહાર કરે ધરણી પઠ જઇ મળ્યો તે રાયરે
ગાળ દેતો અતિ ઘણી પણ પાછુ ના જુએ કોયરે
રાય યુધિષ્ઠિર મન વિમાંસે એ અપશુકન ફળ હોયરે
પાંચે પાંડવ છઠાં દ્રુપતિ ચીંતા કરે અપારરે
મુની વૃત્તે બોલે નહિ કોઈ રાખશી જુગદાધારરે

કડવું–૧૪ રાગ સામેરી

ક્યાં રહો પાંડવ સાંસતા ક્યાં જાવો પાંચે વીર
મુજ સંગાથે યુદ્ધ કરો તમે ધનુર્વિદ્યા ધીર
મારા મામાને મારીને જાશો કીયે ઠાર
સામા થઇને યુદ્ધ કરો આંહી કોણ કરશે તમ વ્હાર

ફટરે ભુંડા પાપીઓ કાં વાંસો દઈને જાય
કરો યુદ્ધને વળો પાછા બકરી સે તમ હોય
વચન એવાં સાંભળીને ભીમસેનને ચડી રીસ
મારીને કરૂ કટકા મુખે પડાવુ ચીસ
દાંત કરડતો ભીમસેન સાંભળ્યો તેણીવાર
ત્યારે યુધીષ્ઠીરે વારી રાખ્યો વીરા ક્રોધ ઉતાર
ધર્મ કરતાં વીરા મારા પાપ ન કીજે ભ્રાત
સાન કરીને પ્રીછવ્યો પછી મુકી સઘળી વાત
જાણો ત્યાં દશ વીશ દીધી મેઘનાદ તે ભૂપ
પંથે ચાલે પુંઠે નવ જુવે દાખવે નહીં રૂપ
પછે મેઘનાદે દ્રોપદી ગ્રહી લીધી જમણે હાથ
કામની કલપાંત કરતી મુકાવો કહે નાથ
ભુમ પડે હૃદય પછાડે આણુશે મારો અંત
કાંધે ચઢાવી લેઇ ચાલ્યો પણ પુંઠે ન જાયે કંથ
ત્યાં જઇને શું એ કરશે નીર્ગમી આ નાર
પાંચે માર્ગે જાયે ચાલ્યા કોઇ ન લે સંભાળ
માનુની અતી વલવલે નયને વહે જળધાર
કામીની કૃષ્ણ કૃષ્ણ કરી રૂવે ભીમને દુઃખ અપાર
વ્હારે ચડજો વિઠ્ઠલજી વહેલા જુગદાધાર
મેઘનાદે દ્રોપદી મુકી માળીય. મોજાર
પાંચે પાંડવ મુનીવૃન્તે માર્ગે ચાલ્યા જાયે

મેઘનાદના યુદ્ધ વિષે ત્યાં દ્રૌપદી માળીયે રૂવે

વલણ

દ્રૌપદી રૂવે માળીએ ને માગે ચ.લ્યા જાયે કંથ
સ્તુતી કરે શ્રી કૃષ્ણની તમે મુકાવો ભગવંત

કડવું ૧૫ રાગ પરજીયો

મેઘનાદને માળીએ દ્રૌપદી રોવે અપાર
મ્હારી વહારે ચઢો વિઠલા તમે અનાથના આધાર મેઘ૦
આવજો અબળાની વ્હારે અચ્યુત દેવ અનંત
રૂદન કરતી મુકી ગયા મુજ પાંચે તાપસ કંથ મેઘ૦
એમ મચ્છવેધ કરાવીને હું પાંડવને પરણાવી
ઘણીવાર તમે વ્હારે ચઢીયા અત્યારે મુકાવો આવી મેઘ૦
કળીયૂગનો તમે ત.પ દેખાડી પાંડવ જ્ઞાન ઉપજાવ્યું
રાયતજીને વૈકુંઠ ચાલ્યા અધવચ્ચે મરણ આવ્યું મેઘ૦
દાવાનળ મુજ અંગે ઉપન્યો કરૂ કોણ ઉપાય
મેઘનાદ થકી મુકાવો ઘડી યુગ સમ થાય
કંથ મારા જેમ મુકી ચાલ્યા એમ નવ ઘટે યુગદીશ આ.
સ્મરણ સાંભળ્યું દ્રુપદ સુતાનું અનાથના નાથ કહેવાય
ભીમસેનને ક્રોધ ઉપજાવ્યો તુઠયા વૈકુંઠરાય આ.
પંચ વિસયોજન આવીયા તમે સંભાળી નહિ નાર
વૈકુંઠે જઇને શું કરશો અપયશ એ સંસાર આ.
મુનીવૃત ભીમે મુકી ઉભો રહ્યો તે વાર

યૂધિષ્ઠિરને સાદજ કીધો હું પાછો જાઉંછુ રાય આ.
ધર્મ કરતાં થયું વગોણું મેં જાણ્યુ હશે શીખ
વીરા તમથી લાજજ આવ્યા ઘણી મગાવી ભીખ આ.
તમ પ્રતાપે કષ્ટ ભોગવ્યુ નીર્ગમી સઘળી લાજ
શ્રીકૃષ્ણજી તમને રીસજ કરશે તમે શી કરીછે ત્યાજ આ.
શ્રી યુગવંદન તમને ઓળખે તે શી તણે આચર્ણરે
મેઘનાદનુ નગર ઉખાડુ ને પમાડુ તેને મર્ણરે આ.
એ પુન્ય પાખે કરસું વૈકુંઠનું નથી કામરે
જો અબળા જાએ નીર્ગમીતો જાય આપણી મામરે આ.
આકાશ સાથે આથડી મરૂ મારૂ જઇ પાતાળ
મૃત્યુ લોકથી સોધી મારૂ ખુટ્યો એનો કાળરે આ.
યૂધિષ્ઠિરે સાનજ કીધી માં જાઇશ તું વીરરે
ત્યારે કુટ કહીતે બોલ્યો પાછો ભીમ મહાભડ વીરરે આ.
યુધિષ્ઠિરને ધનંજયજી નીકુળને સહદેવરે
એ ચારેજણ માગે સંચર્યા ભીમ વળ્યા તતખેવરે આ.

કડવું ૧૬ મું. રાગ સામેરી.

ભીમ રીસ ચઢાવી ધાયોરે હઇઆમાં ક્રોધ ન માંયોરે
પગ મુકે ધરા પઠ ગાજેરે સાંભળે દ્રોપદીને મન દાઝેરે
આવ્યો નગર ઢુકડો વીરરે ભડ બાંધે ગદા ધરી ધીરરે
ઉભાં માળીએ દ્રોપદી રૂવેરે જપેરૂષણને માર્ગે જુવેરે
ભીમ આવતા દીઠા જ્યારે રે સતી હર્ષતો પમ્યાં ત્યારેરે

ભીમે પર્વ.ા દીઠે એકપાસેરે આ૦યો કરી વિવેક ચોપાસેરે
ગીરી લેઇ સમુલો ધાયરે ભડ નગર ઢુકડો થાયરે
એકેથી પરવ નવ ટળેરે પડી ભુમ રાક્ષસ બહુ મળેરે
ભીમ પાછા ફરીવળેરે એક હાથે મારી ચુર્ણ કરેરે
રાક્ષસને ભીમે મારતો દીઠોરે ત્યારે મેઘનાદ થયો ત્યાં એડારે
કરી રીસ ઢુંકડાં આ૦યોરે પહેલે પાટુએ મેઘનાદ હાર્યોરે
ભીમે હૃયા ઉપર પગ દીધોરે માળીયેથી દ્રોપદી લીધીરે
લેઇ બહાર આ૦યો તેણીવારરે દીધાં નગર તણાં દ્વારરે
હાથે પરવત હતો એહ નગર ઉપર ઢાંકયો તેહરે
અહ્યાં દ્રોપદી શોક નીવાર પરવત ખુંદીને નીકળ્યાં બહાર
ઉપર ઢાંકણુની પેર દીધો સર્વ રાક્ષસનો ક્ષય કીધો
કહે દ્રોપદી ભલેપધાર્યા મારા દુઃખતણા દિનવાર્યા
ભડે ખાંધ ચઢાવી વળીયા વેગે જઇ ભાઇઓને મળીયા
પુંઠે આવી ખોંખાર્યો જ્યારે પાછું જોયુ ભીમ દીઠો ત્યારે
મુનીવ્રત મુકી ભાઇ બોલે ભલો ભીમ નહીકો ત્હારે તોલે
ભીમકહે હું સ્ત્રી લાવ્યો નગર દાટયું ને દૈત્ય સમાવ્યો
આપણે નારી નીર્ગમી જઇએરે ત્યારે કૃસ્ણજીને શુ કહીએરે
પછી કૃસ્ણજીના ગુણ ગાયરે મન હર્ષભર્યા તે જાયરે
નારી આગળ કીધી સારરે કેડે ચાલે તે પાંડુકુમારરે
પાંડુતન છકી નારરે કૃષ્ણ કૃષ્ણ વાણી વદતા સારરે
કરે કરૂણા સિંધુ અહમેવ ધ્રુપદ સુતા જપે કેશવ

વલણ

કૃષ્ણ કૃષ્ણ મુખ એચરે કરજોડી કહે ભૂપાલ
દુરીજન પાપી હૃદયથી હરિએ કરી સંભાલ

કડવું. ૧૭મુ. રાગ રામગ્રી

પાંચે બાંધવ છઠી નારી ચાલ્યાં હેમ મોઝારે
પ્રેમવાર્તા પંથે ઉચરે મનમાં મધુ સુદનને ધરે
અર્ધપંથ ચાલ્યાં જેટલે ગળી પડયાં નારી તેટલે
ક્ષમાક્ષમા કરી પાસે ગયા દેખીસબ અતી દુઃખીયાથયા
દ્રોપદી પાસે બેઠા કંથ ગદગદ કંઠે કરે કલ્પાંત
હાથ ઘસેને ધુણે શીશ સ્ત્રી પાખે કીધા યુગદીશ
નારી વિના પુરૂષ ત્યાંરહે જાણે દીન સરખા તેહ
નારીવિના નવ સુખીસહી નારીવિના તનનું સુખનહી
નારીવના કોન કરે વિશ્વાસ સ્ત્રીવીના પુત્ર નહી પાસ
સ્ત્રીવીના સગો નાવે દ્વાર સ્ત્રીવીના દંઠ કહે સંસાર
સ્ત્રીવીના એકે મર્મ નવ રહે સ્ત્રીવીના સોઅપરાધી કહે
સ્ત્રીવીના જ્ઞાન ના પામે ઠામ સ્ત્રીવીના કોયે ન જાણે નામ
સ્ત્રીવીના સકળ લોક પરહરે અણુ વિચારી નિંદા કરે
સ્ત્રીવીના વસ્ત્રભુશણુ કશાં સુકે કાષ્ટે શોભે કશાં
સ્ત્રીવીના કો પાસે નવ રહે પાંચે બંધવ દુઃખને લહે
પુછે ભીમ કહો ભુપાલ અધવચ સ્ત્રી પામી કેમ કાળ
હરીતણાં નવ દીઠાં ચર્ણ કોણ પાપથી પામી મર્ણ

કહે યુધિષ્ઠીર સાંભળ વીર તેં પૂછયું તેકહુ તુજને ધીર
એ અબળા પંચ પુરૂષને વરી અધીક પ્રીત અર્જુન શું કરી
સમ વિસમ ત્રેવડીયા કંથ તો પામી મર્ણ થયુ કલ્પાંત
પાંચે વીર તવ ઉભા થયા કરી સ્નાન વાટે વહ્યા
વાટે ચાલ્યા જાએ વીર સ્મરણ કરેછે શામ શરીર
જોજન વીસ ગયા જેટલે નીકુળ ગળી ગયા તેટલે
પાખે વીટી એ। ભ્રાત દીનાનાથ કયાં કર્યો કેપ્રાત
પુછે ભીમ યુધિષ્ઠીર સુણો કોણ પાપથી સંચય તણો
કેશવનાં નવ દીઠાં ચર્ણ અધવચ કાં ભડ પામ્યો મર્ણ
રાય યુધિષ્ઠીર કહે સુણો કથા નીકુળ મર્ણ હવે સર્વથા
મારૂં કહ્યું મનમાં નવ ધર્યું તે માટે મર્ણ એનું થયું
ઉઠી ચારેવીર પરવર્યા કરી સ્નાન પંથે પરવર્યા
ધરતા ગોવિંદજીનું નામ જેવા જપતા શ્રી ભગવાન
પંદર યોજન ગયા જેટલે સહેદેવ ગળી ગયા તેટલે
સહદેવ ગળ્યા દીઠા દૃષ્ટ બાંધવ ત્રણે પામ્યા કષ્ટ
ભીમ કહે ભાઈ કારણ કહો સહેદેવ શા માટે રહ્યો
રાય યુધિષ્ઠીર કહે સુણો ભીમ સહેદેવ જાણતા અગમનીગમ
ધ્યૂત રમવાને આપણ ગયા હાર્યા રાજ્યને દુઃખીયા થયા
સહેદેવે કહ્યો નહી મર્મ ગળ્યાં પુઠે તે તેણે કર્મ
સ્નાન કરીને ચાલ્યા વીર દુઃખ ધરે નયને વહે નીર
કૃષ્ણ કૃષ્ણ કરતા ચાલીયા વઈકુંકનાથ સામા આવીયા

જોજન દશ ગયા જેટલે અર્જુન ગળી ગયા તેટલે
પડયા અર્જુનભઠ દુઃખીયા થયા રૂદન કરી મુખ આગળ ગયા
ત્રાહ્ય ત્રાહ્ય કરી બોલ્યા બોલ કયાં રૂઠયા તમે સારંગપ્રાણુ
કાર્વ કટક દળ જીત્યું તેહ અર્જુન તણું પ્રાક્રમ તેહ
અશ્વમેઘ મહા યજ્ઞજ કર્યો રાજસોય જેહ અનુસર્યો
શ્રીકૃષ્ણુ દેવ ઘરે આવ્યા જેહ અર્જુનનો પ્રતાપજ જેહ
અર્જુન પડતે નવ ઉગરૂ અમો નીશ્ચય કર્યું છે ખરૂં
છાના રહીને ભીમજ કહે કોણુ પાતકથી અર્જુન શીર વહે
નારાયણુના નવ દીઠા ચર્ણું અધત્રચ અર્જુન પામ્યા મર્ણું
વળતા વદે યુધીષ્ઠીર વાત સાંભળો ભીમસેન મારા ભ્રાત
વ્યંઢળ વેષ અભીમાનજ ધર્યું તે માટે મર્ણું મારગમાં સર્યું
સ્નાન કરી ચાલ્યા બે વીર માર્ગે જપતા શામ શરીર
યોજન પંચ ગયા દુઃખ ભર્યા ભીમસેન તે સ્થાનકે ગળ્યા
ભીમસેન મર્ણું પામ્યો વળી ધર્મ મૂર્છા પામ્યા શુદ્ધ ટળી
પ્રહર એક થયો તેટલે વળી મૂર્છા જાગ્યા એટલે
માહરૂ કહ્યું એણે નવ કર્યું તે માટે ત્યાં મર્ણું અનુસર્યું
યુધીષ્ઠીર સ્નાન કરી સંચરે માધવ મધુ સુદન મન ધરે
પછી માન સરોવર આવી રહ્યા ભુપતી અતી ચીંતાતુર થયા
સ્નાન કરી જળ લીધું જયાંય ગળી પડી એક આંગળી ત્યાંય
યુધીષ્ઠીર મન કરે વીચાર અસત્ય બોલ્યો હતો એકવાર
નર કુંજર વાણી ઓચરી માર્યો દ્રોણુ કપટ અનુસરી

તે કારણુ અંગુલી એક ગળી સુનકાર થઈ રાય શુદ્ધ ટળી
માન સરોવર કેરે તીર રૂદન કરે છે યુધીષ્ઠીર
મારા પાપ તણો નહી પાર પંથે રહ્યા બાંધવ ને નાર
ભાઇ વીના સુનો સંસાર ભાઇ વીનાનો ધીક અવતાર
ભાઈ વીના કો નાવે રણુ ભાઇ વીના ધીરજ નવ ધરણુ
ભાઈ વિના વેરી દે દાહ ભાઇ વિના નર ઘેલો થાય
એકમાના જણ્યા ભાઇ જેહ નવનિદ્ધ આંગણે તેહ
ભાઇ વિના કોણુ પાયે નીર ભાઈ વિના સુખ નહી શરીર
ગઇલક્ષ્મી પાછી ઉરેખીએ પણુ બીજે અવતાર ભાઇ નદેખીએ
ભાઇ વિના હું જાઉં કયાંય તજી પ્રાણુ બેસી રહું આંહી
ઘેલો કરી ગયા મુજ ભ્રાત પતિવ્રતા સ્ત્રી ગઇ સાક્ષાત
એકે દિશા નવ સુજે આજ કૃપા કરો મુજને મહારાજ
દુઃખ ધરે યુધિષ્ટર ત્યાંય ધર્મ સ્વાન થઇ આવ્યા ત્યાંય
શ્રાપ યોગે ધર્યો દુષ્ટ દેહ શ્વાન રૂપ રાજાએ દીઠું તેહ
પુત્ર પાસે ધર્મ આવીયા દીઠુ રૂપ ને વિસ્મય થયા
ત્યારે નાકે ઓળખાવ્યુ સ્વરૂપ એ છે પણુ ધર્મ સ્વરૂપ
પછે ધર્મ સ્વર્ગ ચાલીયા વૈકુંઠ પોતે જાય
ઇંદ્રરાજ સામા મળ્યા ત્યાં ધર્મ મેલ્યો ભુજ માંહે

કડવું ૧૮ રાગ ધનાશ્રી

તમ દીઠે કૃતાર્થ થયા મારા પ્રાણુ તણા સંશય ગયા
સ્વર્ગ પધારો મારા નાથ સેવા કરૂં જોડીને હાથ

અમો સ્વર્ગે નહિ આવું વીર ત્યાં જાશુ જ્યાં શામશરિર
પછી ધર્મ વાટ દેખાડી ગયા વૈકુંઠનાથ યુધિષ્ઠિર મળ્યા
વૈકુંઠ પ્રત્યે બેઠા જ્યાંય મોટા મુનીવર દીઠા ત્યાંય
બહુ સેવકે સેવા આચરી અહરનીશ ધ્યાન કેશવનું ધરે
મેઘ શ્યામ કૌસ્તુભમણીહાર ચક્રાકૃત કુંડળ છે કાને
બાજુબંધ બેરખા બાંહે હીરા જડીત્ર મુદ્રીકા કર માંહી
કટી મેખળા પીતાંમ્બર જાણુ શંખ ચક્ર ગદા સારંગપ્રાણુ
આવતા દીઠા હસ્તિનાપુર ધણી કેશવ ધાયા ભૂપતીના ભણી
ચરણે જઇને નામ્યુ શિશ ભલે પધાર્યા કહે યુગદીશ
આસન આપી પુજા કીધ બંને સાથે ભોજન લીધ
કૃષ્ણ કહે સાંભળો શ્રી ભુપ મારગનુ મને કહો અનુરૂપ
ધર્મ કહે સાંભળો યદુરાય માર્ગનુ દુઃખ કહ્યું નવ જાય
ભીમ અર્જુન નીકુળ સહદેવ સતિ-દ્રૌપદી કરતાં સેવ
અર્ધ પથે આવ્યા જેટલે પંચાળી ગળીયાં તેટલે
માર્ગે ગળીયા ચારે ભ્રાત હું એકલો થયો યદુનાથ
પછી માનસરોવર હુ આવીયો ગળી આંગળી દુખીયોથયો
પછી ધર્મે દેખાડી વાટ દીઠા ત્યાં મુને ઉચાટ
હવે દયા કરી ઓ યદુનાથ દેખાડો પાંડવ કૌરવ ભ્રાત
તે દીઠે ઉપજે સંતોષ દીનાનાથ ન કીજે રોશ
ગદગદ કંઠે રાજા રૂવે કૃષ્ણના મુખ સામુ જુવે
દયા ઉપની વૈકુંઠનાથ દેખાડયા પાંડવ કૌરવ ભ્રાત

પહેલે નર્ક દેખાડયુ વીર પછે ઉભા રહ્યા શામ શરીર
ભીમ અર્જુન નીકુળ સહેદેવ -દ્રૌપદી ચરણુનીત્ય કરતીસેવ
રાય યૂધિસ્ઠર સૌને મળ્યા સુખ દુખ સૌનાં ત્યાં ટળ્યાં
અનુદિન કેશવ પાસે રમે મહાન ભક્તિ પાંડવની ગમે
પાંડવ વૈકુંઠે વસીયા જઈ હવે કથા એટલેથી રહી
સંવત સત્તર ચૌદોત્તર સાલ જેઠ શુકલ એકાદશી ગુરૂવાર
સ્વર્ગા રોહીણી કીધો ગ્રંથ એમાં સકળ ધર્મનો પંથ
ગામ કલ્લોલી વાસોવસે રંક જાત વિદ્યાભ્યાસે
સુરભટ કહે ધરી મન ઉલાસ કૃષ્ણ ચરણે મને આપો વાસ




કવિ સુરભટ વિરચીત સ્વર્ગા રોહીણીની અસલ
પ્રત ઉપરથી સંસોધન કરનાર વૈદ્યકવારિધિ
જેશંકર મનસુખરામ જોશી. મુ. ઉમરેઠ

કન્યા વિક્રયની ક્રૂરતા નામનું પુસ્તક ટૂંક મુદ્દતમાં અમારા તરફથી બહાર પડશે.




ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રી. પ્રેસમાં
**રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદિ** એ પ્રગટ કર્તાને માટે છાપ્યું.